

# સત્પંથી આજ્ઞા પત્ર.

## શિખામણ.


લેખક અને પ્રકાશક

સૈયદ બાવાસાહેબ અહમદઅલી. (ખાકી)

મુ. પીરાણા.





પ્રત ૫૦૦ — આવૃત્તિ ૧ લી.

સંવત ૧૯૭૭. — સને ૧૯૨૧.

ધી યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ. કંપની લીમીટેડમાં

શા. મોહનલાલ ચીમનલાલે છાપ્યું.-અમદાવાદ

દર્શન લાભ રૂ. ૧-૮-૦ (રોકડ)



# અર્પણ પત્રીકા.

યાઅલ્લી સુંદિર શ્યામ! સર્વત્ર વ્યાપક સર્વના માલીક
કર્તા હર્તા હોવાથી આ પ્રેમ તારો પ્રસાદ છે,
તેથી તારૂં તુજને અર્પી શકાએજ નહિ. પણ
દાસની દાસવર્તી પોષાવવાનુ સાધન તે
કબુલ કરી દાસને તૃપ્ત કરશોજ.

લી. આપના ગુલામ.
સૈયદ બાવાસાહેબઅહમદઅલી ખાકી
ના હેજંદા સ્વિકારશો.



# प्रस्तावना.

कालु रब्बना आमन्तनस्नतयूने व अह्ययूतनस्नतयूने फातरफ्ना बेजोनुबना फहल् इलाखोरूजैम् मिन्सबील. २. ज़ालेकुम् बेअन्नहो इज़ादो ए यल्लाहो वह्र दहु कफर् तुम्, वअैं युशरक् बोहि तोअ्मेनू फल् हुक्मो लिल्लाहिल् अली-युल् कबीर. ३ होवल्लजी युरीकुम् आयातेहि वयो नज्ज़ लकुम्मिन्स्समा ए रिज़काः वमायते ज़क्करो इल्ला मैंयोनीब. ४. इन्नल्लाहा होवस्समीउल् बसीर. ११.

(અર્થ)—કહ્યું એ હમારા પોષાક, તું બે વાર

હમોને મૃત્યુ આપી ચૂકયો, અને બે વાર જીવન પણ અર્પિ ચૂકયો, હવે હમે માન્ય કરી ચૂકયા પોતાના પિંડનાં પાપોને, હવે પણ કોઈ છે નીકલવાનો માર્ગ ? (૨) આ તમારા ઉપર એટલા સારૂ કે જયારે કોઇએ પોકાર કર્યો અલ્લાહને એકલો તો તમે સંતાડનારા થયા, તેની સાથે ભેળો પોકાર કરે તો તમે આસ્થા લાવવા લાગ્યા. હવે તેજ હુકમ (આજ્ઞા) જેહ અલ્લાહ કરે છે અલી છે મોટો (૩) એજ છે તમોને દેખાડે છે પોતાની એધાણીઓ (ચિન્હો=કળાઓ), અને ઉતારે છે તમારા સારૂ આકાશથી નિત્યનો આહાર, અને વિચાર (ધ્યાન) તેજ કરો જે તમારા ભણી (સમક્ષ) રહેલો હોય! (૪) ખચિત પરમાત્મા (અલ્લાહ) એજ છે. સાંભળવાવાળો (ને) જોવાવાળો. (૧૩)

(કુ૦ સ૦ પા. ૨૪.)

अस्मिन्सम्यग्दर्शने कोऽधिक्रियत ? (इत्युच्यते:)-मद्भक्तो, मयीश्वरे सर्वज्ञे परम गुरौ वासुदेवे समर्पित सर्वाभावः ।....सएतद्य थोर्क्त (ज्ञानम्) सम्यग्दर्शने विज्ञाय मद्भावायो पपद्यते ॥

(શ્રી. શં. ચા. ગી. ભા.)

(અર્થ) આ (જ્ઞાન)ના પૂર્ણ અનુભવનો કોને અધિકાર છે ? (જવાબ)-મારા ભક્તોને. (અર્થાત) પરમ ગુરૂ, સર્વજ્ઞ, અને ઇશ્વર જે હું, તેમાં જેણે સર્વાત્મભાવ સમર્પણ કર્યો છે તેને-તે, આ કહેલા જ્ઞાનનો પ્રત્યક્ષ અનુભવ કરી મારા ભાવને પામે છે.

---

तस्मान्न वगत ब्रह्मात्मभावस्य यथापूर्व संसारित्वम् । यस्यतु यथापूर्वं संसारित्वं नासाववगत ब्रह्मात्मभाव इत्य न वद्यम् ॥

(શ્રી. શં. ચા. સુ. ભા.)

(અર્થ) માટે બ્રહ્માત્મભાવ પામેલાને પૂર્વની પેઠે સંસારીપણું નથી અને જેને પૂર્વની પેઠે સંસારી પણું છે તે બ્રહ્માત્મ ભાવને પામેલા નથી.



योवा एतदक्षरं गार्ग्य विदित्वाऽस्मिन लोके जुहोति यजते तपस्तप्य ते बह्निवर्ष सदस्राण्यग्लव देवास्य तद्भवति ।

(બૃ. ઓ.)

(અર્થ) હે ગાર્ગિ તે અક્ષરને જાણ્યા વિના આ લોકમાં હજારો વર્ષ પર્યંત યજ્ઞ, તપ આદિ ક્રિયા કરે છે, તે સર્વ તેને વિનાશી ફળમય થાએ છે.



सर्व तदभि समेति यात्कच पूजा साधु कुर्वंतियस्त द्वेद ।

(બૃ. ઓ.)

(અર્થ) (જગતના) મનુષ્યો જે સત્ય કર્મ કરે છે, તે સર્વ સત્પંથિઓ (સાચા ભક્ત) ને જાએ છે (મલે છે).

---

सहि धर्मः सुपर्यात्पो ब्रह्मणः पदवेदने।

(શ્રુતિ.)

(અર્થ) તેજ સંપુરણ ધર્મ છે જેથી પરંબ્રહ્મ પદનું જ્ઞાન થાએ છે.

---

परायया तदक्षर मधि गम्यते।

(શ્રુતિ.)

(અર્થ) પરવિદ્યા તે કે, જે વડે પરમાત્માની પ્રાપ્તી થાએ.

પરમાત્મા સાકાર રૂપે વખતો વખત આવે છે, તેને જે સર્વાત્મ ભાવ અર્પણ કરે છે, તેઓના ભાવ જગતનાં અન્ય મનુષ્યોના જેવા ભાવ જે પ્રથમ હુ-તા તેવા ભાવ પછી રેહતા નથી, અને તોજ તે સ-ત્પંથીઓ પરમાત્માના સાચા ભેકતો લેખાએ છે.

પરમાત્માનું નામ તેજ, વર્તમાન અવતારનું નામ છે, તેજ ખરો અક્ષર (શબ્દ) છે. પરવિદ્યા તે જ છે, તેજ બ્રહ્મ પદનું જ્ઞાન છે, એજ પરંબ્રહ્મને ઓળખવાનો સુગમ માર્ગ છે, તેથીજ એ માર્ગનું નામ સત્પંથ એને પરમ્ પુરૂષે અર્પેલું છે, ને તેને જ જાણવાની આવ્યશકતા છે.

આજ સત્પંથ પરમાત્માને પામવાનો સેહેલો સુગમ એકજ માર્ગ છે દરેક અવતાર પાત્ર સાથે વર્તમાન અવતાર પાત્રની ઓલખાણ આજ માર્ગ-

માંજ અપાએલી છે, જેથી કરી આમાં દ્વૈતભાવ જરા પણ રાખવામાં આવ્યો નથી.

સત્પંથનાં કર્મકાંડનો થોડોક ભાગ આ પુસ્તકમાં પ્રગટ કરવામાં આવ્યો છે, જેથી કરી સત્પંથિઓને નિત્ય કર્મમાં ઉપ્યોગી થઇ પડશે. તેમ સદ્ગોરની શિખામણ પણ સાથે હોવાથી વ્યવહાર પણ સરળ અને સુલ્લભ થાશે, એવી ધારણાએ આ પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે. તે શ્રી ઇમામગોર પૂર્ણ કરે.

જેઓ સંસાર ભાવે રહેલા પરમાત્માના દશમ અવતારથી જ્ઞાત છે તેઓનેજ આ પવિત્ર જ્ઞાનનો અધિકાર છે. અને તેઓજ એનો લાભ લઇ શકશે. બાકીના અન્યજનો અજ્ઞાત હોવાથી પોતાનું સ્વ-

રૂપ પોતાનીજ વાણીદ્વારા પ્રગટ કરશે, તો તેમાં હમોને કાંઇ આશ્ચર્ય નહિ થાએ.

લેખમાં રહેલી ભૂલચૂકની ક્ષમા માગું છું. કારણ મનુષ્ય દોષને પાત્ર છે, દ્રષ્ટીદોષથી ભૂલ રહી ગએલી હોય તો ? સાચવી લેવા મારાથી બનતા પ્રયોગો અજમાવ્યા છે છેવટે ઇશ્વરાધિન છું.

લી. સુભેચ્છક.

ખાકી.

---



# ૐની ટુંક સમજણ.

૧. अ – અકાર.

૨. उ – ઉકાર.

૩. म – મકાર.

૪. ᵕ – અર્ધ માત્રા.

૫. ० – બિન્દુ.



૧. अ = જાગ્રત.

૨. उ = સ્વપ્ન.

૩. म = સુશોપ્તી.

૪. ᵕ = તુરિયા.

૫. ૦ = તુરિયાતિત્ = ત્રણે કાળથી રહીત.
ત્રણે કાળને જાણુનાર. ત્રણે કાળમાં
રેહનાર = પ્રકાશમાન. ૨

---

૧. अ = હ. અલી (અ.).
૨. उ = હ. હુશ્યેન. (અ.).
૩. म = હ. મહમ્મદ. (સ.).
૪. ـ = હ. હસન. (અ.)
૫. ૦ = હ. ફાતિમાહ. (અ.) ૩

---

| | |
|---|---|
| ૧. अ = પરમ્બ્રહ્મ<br>૨. उ = એક<br>૩. म = જીવ | म = મુળાક્ષરમાં કથી. (૨૫) મો અક્ષર છે. તો તો તેમ જીવ પણ (૨૫) મો તત્વ છે. ૪ |

---

૧. अ = અલખ = હ. અલી (અ.)
૨. उ = ઉસાસો = પવન = અંજપાની રેંટમાલ.
૩. म = નિર્વિકાર બ્રહ્મરૂપ = હ. મહમ્મદ (સ.) ૫

૧. अ = અતી ઉત્તમ.

૨. उ = ઉત્પન્ન કરનાર.

૩. म = મહાન વ્યાપિક. ૬

## જૈનીૐ

अ + अ + आ + उ + म.

૧. अ = અરીહંત.

૨. अ = અશરીર = સિદ્ધ.

૩. आ = આચાર્ય = શક્તિ.

૪. उ = ઉપાધ્યાય = આચાર્યથી ઉતરતા.

૫. म = મુની = ( રૂષિ = પીર. ) એને પંચ
પરમેષ્ટિ મંત્ર કહે છે. ૭

( ૐ ) ઉંમ = ઓંમ = માં = જનની =
જનેતા.

અરબ્બી શબ્દાર્થ કોશમાંથી.

કુરાને શરીફમાં 'ઉમ્મુલ કિતાબ અલીયુન્ હકીમમાં' ઉમ્મુલ = ઓમ + ઉલ્ તેજ. ઓમ = ( ૐ ) છે. ૮

---

## ૐ ના ' અ ' નો સર્વમાં પ્રચાર.

૧. अ = અંગ્રેજોમા ' ઓમનિ પોટંટ ' થી,

૨. अ = સનાતનિયોમાં ' ૐ ' થી,

૩. अ = જૈનમાં ' અરિહંત ' થી,

૪. अ = પારસીમાં ' અહુર્મઝદ ' થી,

૫. अ = મુસલમાનોમાં ' અલ્લાહ 'થી.

૬. अ = આર્યસામજી ' ओं३म थी ' પરમાત્માને ભજે છે. ૯

---



# છપાવેલા

## અમારે ત્યાં તૈયાર મળતા પુસ્તકોના નામ.

| નામ. | કીંમત. | પોસ્ટ ખરચ વી. પી. સાથે. |
| --- | --- | --- |
| ૧ ભાભારામ સુબોધ. .... | રૂ. ૧–૪–૦ | રૂ. ૦–૪–૦ |
| ૨ સત્યનું શોધન પા. પુ.... | ,, ૦–૮–૦ | ,, ૦–૩–૦ |
| ,, કા. પુ. .... | ,, ૦–૪–૦ | ,, ૦–૨–૬ |
| ૩ મૃગોદ્ધાર. .... .... | ,, ૦–૬–૦ | ,, ,, |
| ૪ મોક્ષદ્વાર. .... .... | ,, ૦–૫–૦ | ,, ,, |
| ૫ પરછા. .... .... .... | ,, ૦–૩–૦ | ,, ,, |
| ૬ ભક્તની શોધ .... .... | ,, ,, | ,, ,, |
| ૭ મોહોરના દર્શન્ના પાના. | ,, ૧–૦–૦ | ,, ,, |
| ૮ સત્પંથી આજ્ઞાપત્ર. .... | ,, ૧–૮–૦ | ,, ૦–૩–૦ |

# છપાવવાના તૈયાર પુસ્તકોના નામ.

૧ નાયાકાકાનો સંવાદ. ( પેહેલી આવૃતી ખલાસ થએથી. )

૨ સંત વાણી. ( પેહેલી આવૃતી ખલાસ થએથી.)

૩ સત્પંથ સોધામણી. ( વ્યવસ્થાની નોંધ છે. )

૪ સત્પંથની સમજ. (નારણ ગોપાલ તથા યુવક-મંડળ વગેરે અન્યનો સામટો જવાબ છે )

૫ સત્પંથ ચેતામણી. ( સદ્ગોરની શિખામણ અર્થ ટીકા સાથે. તથા '૧૦૦' થી વધારે પદ છે.)

પ્રકાશક,

**સૈયદ બાવા સાહેબ અહમદઅલી.(ખાકી)**

મુ. પીરાણા, પો. ગીરમથા.

જી. અહમદાબાદ.



# અનુક્રમણિકા.


| નંબર | વિષય. | પૃષ્ટ |
| --- | --- | --- |
| ૧ | નરની સોળ કળા એ પ્રતોમાંથી | ૧ |
| ૨ | પાંચ રત્ન | ૪ |
| ૩ | સદ્ગોરની શિખામણ | ૬ |
| ૪ | વખત પડવાનો મંત્ર | ૧૯ |
| ૫ | ચારે વખતના નામ | ૨૩ |
| ૬ | ચારે વખતનો સમય | ૨૩ |
| ૭ | ઋગ્ગુવેદી ગાયત્રી | ૨૫ |
| ૮ | યજુરવેદી ગાયત્રી | ૨૬ |
| ૯ | સામવેદી ગાયત્રી | ૨૭ |

| | | |
|---|---|---|
| ૧૦ | અથર્વવેદી ગાયત્રી | ૨૮ |
| ૧૧ | અલીની અરજી | ૩૦ |
| ૧૨ | ધંધુકારી નુરનામુ | ૩૫ |
| ૧૩ | મંત્ર મોહોર નબુવતનો | ૩૮ |
| ૧૪ | મોહોર નબુવતનું ધરમ | ૪૧ |
| ૧૫ | મોહોર નબુવતના દર્શન | ૪૨ |
| ૧૬ | મોહોર નબુવતનું ફળ | ૪૩ |



# સત્પંથીઆજ્ઞાપત્ર.

## સદ્ગોરની શિખામણ.

સંવત ૧૮૦૭ ની સાલમાં લખેલ નાના સત્ય
વચન માંહેલી નરની

## સોળ કળા.



યેહી સદ્ગોર દુજાનાં હોઇ
જીન્ને ન પાયા તીન્ને સર્વે ખોઈ. ૬૬
જે નુરે નુર ચલ્કર આયા,
જાંબુદ્વિપમે છોડી માયા. ૬૭
સુધા મારગ સતીએ જોઇ,

એસા ટાણ્યાં દુજા ન કોઇ. ૬૮
વેદ શાસ્ત્રમાં લેજો જોઈ,
અબ દો દિપકુકી હુઇરૂસનાઇ. ૬૯
સતી જીવને સત શું જોઈ,
મુર્ખ અભાગી કરમ શું ખોઈ. ૭૦
યે આલ અલીકી અમ્મર જાનો,
છેલ્લા ટાણ્યાં તમે દેખ પીછાણો. ૭૧
અબ મત ભૂલો મેરે ભાઇ,
આગે દુનિયા તમ દેખો હરાઈ. ૭૨
સત્વચનમાં સત્ય જો ભાંખા,
જો કુચ્છ થા સો ખોલ કર દાખા. ૭૩
જો કોઈ જુગમાં શાહ કેહ્લાવે,
સો તો સત્ય વચન પઢાવે. ૭૪
શાહ કેહલાવે સો નર પૂરા હોઇ,
સોલ કલા શું લેજો જોઇ. ૭૫
અગિયાર મુકામ સેહસ્ર દ્વિપમેં કાએ,
બારમાં મુકામ જંબુદ્વિપમે લાએ. ૭૬

ઢાંકા નહિ તમે પ્રગટ જાણો,
સોલ કલા શું તમે દેખ પીછાણો. ૭૭
કહો તો પદ્કર કહું જ્ઞાના,
તુમ્કો બતાયા ભિસ્તકા ઠામા. ૭૮
સત્ય વચન ઇસ્કા ધરિયા નામા,
ભણે મહમ્મદશાહ આખર ધામા. ૭૯
૧ પહેલી કલા નિર્મલ હોઈ,
૨ દુજી તેજ ન લોપે કોઇ. ૮૦
૩ ત્રીજે દેહમાં સાંધા ન આવે,
૪ ચોથી શરીરે થાન ન પાવે. ૮૧
૫ પાંચમી અનેક અગમ રૂપ દિખાવે,
૬ છઠ્ઠે અગમ્કી બાત સુનાવે. ૮૨
૭ સાતમે ન્યણે પુતલિ નવ દેખો,
નિદ નહિ તીસે પલક નવ પેખો. ૮૩
૮ આઠમે પાંઉ પદમ જો હોઇ,
૯ નવમે સેત પરસેવો નાહી. ૮૪

૧૦ દસમે ભોમીએ પગલાં ન હોવે,
હીણા ખીણા એક કરી જોવે. ૮૫
૧૧ અગિયારમે લચ્છન ડાબે પાસા,
બિરેહૂં ઈંદરી નહિ તીસ બાશા. ૮૬
૧૨ બારમે બલવંત અપરમ્ પારા હોઇ,
દેવ દાવણ નવ લોપે કોઈ. ૮૭
૧૩ તેરમે ત્રણ ગુણાતિતૂજ હોઇ,
શકિત રૂપ તમે લેજો જોઇ. ૮૮
૧૪ ચૌદમે ચૌદ ઇલમ બતાવે,
જબ ઉપજે તબ વેદ પઢાવે. ૮૯
૧૫ પંદરમે પખ્ પૂરા હોઇ,
ચઢતી ઉતરતી કલા લેજો જોઇ. ૯૦
૧૬ સોલમી કલા જે સર્જન હારા,
જીવ પિંડકાકરે નિસ્તારા. ૯૧
સોલ કલા શું પુરા હોઇ,
સાચા વિષ્ણુ જાણો સોહી. ૯૨
સંપુરણ.



# સોળ કળા નર (વિષ્ણુ=ઈમામ)ની લખી છે. ( નાના સત્ય વચનમાંથી )

આલ અલીસ્થી તમે અમ્મર જાણો,
છેલ્લે ટાણે ગોરનર દેખ પીછાણો. ૬૭

અબ મત ભૂલો તુમ મેરે ભાઈ,
દયા ધરમકી રાહ બતાઈ. ૬૮

સત્ય વચનમાં સત્ય જો ભાંખ્યા,
હેત સઘલા મુનિવરકુ દાખ્યા. ૬૯

કહે તો પડકર કહુ જ્ઞાના,
તુમકો બતાયા છેલ્લા ટાણા. ૭૦

સત્ય વચન ધરાયા નામા,
ભણે નરમહમ્મદ શાહ છેલ્લા જામા. ૭૧
વિલાયતસે શાહ જાંબુ દ્વિપમે આયે,
નરમહમ્મદ શાહ નામ ભણાએ. ૭૨
જે કોઇ જુગમાં શાહ કહેલાવે,
સો તો સત્ય વચન પઢાવે. ૭૩
શાહ કહેલાવે સો નર પૂરા હોઇ,
સોલ કલાશું તમે લેજો જોઇ. ૭૪
ઢાંકા નાહિ તમે પરગટ જાણો,
સોલ કલાશું તમે દેખ પીછાણો. ૭૫
પેહેલી કલા જે નિર્મલ હોઈ,
દુજી કલા ના લોપે કોઈ. ૭૬
ત્રીજી કલા નૈયણે પુતલી ન હોઈ,
ચોથી કલા દેહીમાં સાંધા ન પાઇ. ૭૭
પાંચમી કલા ઉપન્યા આપોઆપ,
છઠ્ઠી કલા જાતા ન જાણો વાત. ૭૮

સાતમી કલા કહિયે લચ્છન વિશેક,
આઠમી કલા નૈયણામાં નહિ રેખ. ૭૯
નવમી કલા પાએ પક્ષ વશેખો,
દશમી કલા પંથે પગલું નવ દેખો. ૮૦
અગિયારમી કલા સીતન આવે પસીના,
બારમી કલા દેહીમાં નહિ થાના. ૮૧
તેરમી કલા જે બોલે અગમ,
ચૌદમી કલા ચૌદ ભવનનકી કહે ગમ. ૮૨
પંદરમી કલા જે નિર્મલ નુર કહાવે,
સોલમી કલા ચૌદે ભવન મુખમાં બતાવે. ૮૩
ઇત્ની કલા તો જિસ્માં હોઈ,
સાચા વિષ્ણુ જાણો સોઈ. ૮૪

તુંહી સાચા સાંઈ હો.

જિસ ઘર રેહણુનાં પાઇએ,
અને હૈયા ન બાંધે થંતૂરે;
જ્યું પરદેશી પરોણુલા,
રેહેણુ ઉઠાવે ચંત્તર રે. ૮૫



## પાંચ રત્ન.

૧ 'શરીર શુદ્ધી અર્થે;' લાઇ સુતક (રજસ્વાલાથી મરણ પર્યંતના સ્નાનાદિ પ્રયોગો) શ્રી ઇમામગોરની આજ્ઞા પ્રમાણેજ પાળવા.

૨ 'હૃદય સુદ્ધી અર્થે,' માદક પદાર્થોનું ત્યાગ (લશણુ, ડુંગલ્લી, હીંગ, તમાકુ, મૌંસ, મદિરા, વગેરે સર્વ પ્રકારના) શ્રી ઇમામગોરના વચનાનુકુળ.

૩ ' વર્ત, દાન ' શુક્રવારી બીજ અને દશાંસ, શ્રી ઇમામગોરના વાકયાનુસાર પાળવા, અને દેવા.

૪ ' ઉપાસના ' સંધ્યા પુંજા ( ઘટ પાટાદિ ) સાથે શ્રી ઇમામગોરની વાણી અનુકુળ કરવી.

૫ ' કયે ' આજ પ્રચલિત સમેના કયે પુરૂષ શ્રી નિષ્કલંકી નારાયણ તેજ પરમ્ નિરંજનના નુર ( કેરૂપ ) સમજી પુરી રીતે શ્રી ઇમામગોરના વચનાનુસાર માનવું.



# સદ્ગોરની શિખામણ લખી છે.

સદ્ગોર તણી શિખામણ સાચી,
સાંભલો ઋષિવર એકાંતી. ૧
દિન પર્તે કરો ધામસું ધંધા,
સાંજ પડે થાઓ સાહેબનાં બંદા. ૨
કોઇકેની ન કરશો નિંદા.
જઇ ગત્તમાને કહો હે જંદા. ૩
ગોર મુખે તમે રહોરે બંદા,
રૂષિવર કેરી યેહી સંધા. ૪

એમ વંદો સંધ્યા રૂષિવર ભાઈ,
મેલો ક્રોધ નવ કરશો ઇર્ષાઇ. ૫
મન્ મારો તો સુમતા સુઇ,
ધર્મશાળામાં ન રહેવું સૂઇ. ૬
ધર્મશાળામાં પર વાત ન કરશો,
આહાર ઘણું કરી પેટ ન ભરશો. ૭
ભરશો પેટ તો ભારી થાશો,
આવશે નિંદ્રા પછી પસ્તાશો. ૮
હલવે પેટે હાંસલ થાશે,
જાગતાં ઝીતશો સદ્ગોર સાથે. ૯
વડા મોટાની અદ્બે રેહજો,
મોટા તણા બે આ ગુણ સેહજો. ૧૦
દાહાડો વડો તેને વરસ કરી જાણો,
બોલાવો મીઠા વચને પ્રેમ આણો. ૧૧
આપણુથી જે નાનેરો ભાઇ,
તેને બોલાવો મોટેરો કહી. ૧૨

મીઠે વચને બોલો વીરા,
તમ મુખે તો ઝલકે હીરા. ૧૩
સદ્ગોર મલ્યાના એ છે ભેદ,
રૂષિવર રૂષિવરનો ન કરશે ખેદ. ૧૪
શાંભળે રૂડું ને ઓચરે કુડું,
નિશ્ચે તેનું થાશે ભુંડુ. ૧૫
આળશ નિંદ્રા ન કરવી જાણી,
જૂઠ તજો વેદ વચન પ્રમાણી. ૧૬
કૂડ કપટ સર્વ નાખો કાઢી,
અમીરસ પી નિશાની લો દાડી. ૧૭
ઘર થકી ધર્મશાળામાં આવો,
ઉપજાવી ભાવ નિશાની લાવો. ૧૮
સંપ્પત ઉપજે તે તમે લાવો,
મુખી સાથે નવ કરશો દાવો. ૧૯
દાવો કરે દુનિયાને ભાવે,
આવે દારિદ્ર ને દેવ ન પાવે. ૨૦

અધર્મી ને ઉણિયાચારી,
જાણ્યું અજાણ્યું તે દે પચારી. ૨૧
સુતક લાઇ ભર્યા જો રેહશો,
હાણુ ઉપજશે ને બહુ દુઃખ સેહશો. ૨૨
અમી નિશાની નહિ લે દાડી
તો ગોરજી મેલશે ગતમાંથી કાઢી. ૨૩
ધર્મી ધિંઞાણાની વાત ન જાણે,
અધર્મી મનમાં ઓછું આણે. ૨૪
જ્ઞાન ધ્યાનમાં જુઓ વિચારી,
હાણુવર્ધને જુઓ તપાશી. ૨૫
ધ્યાન ધરી તમે ઝાલો સ્મરણી,
છાના છુપા કરો ઓત્તમ કરણી. ૨૬
એવા ગુણ ગંભીરે ભરિયા,
રૂષિવર પાલો સોએ ક્રિયા. ૨૭
(પ્રથમ) હૃદય ધોઇ નિર્મલ કરવું,
બીજી ક્રિયા નિત્ય નાહાને જમવું. ૨૮

સત્યે ચાલવું રાત ને દિસે,
તેમાં સાચું બોલવું નિશ્ચે. ૨૯

દયા રાખવી દિલમાં જાણી,
સપાત્રને દાન દેવું પ્રાણી. ૩૦

પર દુઃખ જાણી પાસે રેહવું ભઇ,
મોટાને તો માનવા સહી. ૩૧

મોટાઇનો મન ગર્વ ન કરવો,
દશમી ક્રિયા જે ક્રોધ ન ધરવો. ૩૨

ધર્મ તણું આળશ નવ કરવું,
સજ્યો સાથે ધ્યાનજ ધરવું. ૩૩

નિત્ નિત્ ગતમાં મલવું જાઇ,
ગોર નર મુખીને મલવું ધાઇ. ૩૪

નિત્ નિત્ અમી પીએ તે નર ધાર્મે,
અહંકાર મુકે તે નર કર્મે. ૩૫

જૂઠુ રૂષિવરને બોલવું નહિ,
અતિત અભ્યાગત સંતોષવા સહી. ૩૬

ભુખ્યાને અન્ન આપવું જાણી,
તૃષ્યાને તો પાવું પાણી. ૩૭
નાગાને વસ્ત્ર આપી અર્થજ લેવો,
સગા કુટુંબનો ભારજ શેહવો. ૩૮
સઘળુ સાંખી કરી દયાનુજ ધરવું,
અવગુણ કરે તેને ગુણજ કરવું. ૩૯
ઓછું કેને આલવું નહિ,
અદકુ કેનું લેવું નહિ. ૪૦
પર સ્ત્રી ગમન તો કરવું નહિ,
ભુંડી નજરે ન જોવું ભઇ. ૪૧
જાણી અજાણી ન દીજે ગવાહી,
કુડ કપટે ન ચાલશો ભાઇ. ૪૨
મુખથી માર ન કહેવું લગાર,
વ્યાજ ખાએ તેનો ન લેવો અહાર. ૪૩
હાડ વકરો કરે પાતક સહી,
પશુ પાલીને વેચવું નહિ. ૪૪

ધરતીનું મુલ ન કરશો માતા,
કન્યાતણો રખે દ્રવ્યજ ખાતા. ૪૫
લાંચ ન ખાવી એક રતી,
ખોટું ખત્ નવ લખશો સતી. ૪૬
મેદાને જઇ પાંચ આચમન કીજે,
ચાલીસ ક્રિયા રૂખિવર પાલી લીજે. ૪૭
પાણી લેઇ પેશાબજ કરવી,
આચમન ત્રણ કરે તે નર ધર્મિ. ૪૮
માટી લેઇને ધોવા હાથ,
નાહી કરીને થાવું પાક. ૪૯

અણગળ્યું નીર ન પીવું પ્રાણી.
જીવતો જીવ ન મારવો જાણી. ૫૦
હીંગ તમાકુ ન ખાસો કોઇ,
અમલ અહાર તજો નર જોઇ. ૫૧
દનીમાં બેસીને ખાવું નાહિ,
એંઠુ ઝુઠું ન ખાશો ભાઇ. ૫૨

મળીનાં વસ્ત્ર પેહરવા નહિ,
નીચની સંગત ન કરવી સહી. ૫૩
અપવાસ વ્રતની આશ ન ધરવી,
પાણી પથ્થરની પૂજા ન કરવી, ૫૪
મેલી થાપણ ન રાખવી જાણી,
વખત વેલા ન ચુકશો પ્રાણી. ૫૫
અમ્મર થૈયે તે જપિએ જાપ,
વણ પુછે ખાધે છે પાપ. ૫૬
પાઘડી વાંકી ન મુકશો સમારી,
ચાંપી અહાર ન લેસો લગારી. ૫૭
લાલચે પ્રીત ન કરવી ભાઇ,
માતા કરી જાણો મોટી ભોજાઇ. ૫૮
અરૂ પરૂ નવ કરશો રૂષિ,
પાડોશી દુભવી ન કરશો દુઃખી. ૫૯
વિશ્વાસઘાત ન કરવી સહી,
પડી જડી વસ્તુ ન લેવી ભાઇ. ૬૦

કોઇને ઝાલ ન પાડવી જાણી,
ઉછી ઉધારનું ન રાખવું પ્રાણી. ૬૧
પારકુ ધનલેઇ ભાગવું નહિ,
પુત્ર થઇને આપવું સહી. ૬૨
કોઇને ગાલ ન દેવી જાણી,
મુર્ખપણામાં ન રેહવું પ્રાણી. ૬૩
જ્ઞાન દ્રષ્ટે જોવું સૌને સરખું,
શત્રુ કરે તે નવ કરવું. ૬૪
સાચો જુઠો નવ કરવો વાદ,
જુઆ જુગટાનો ન કરવો સ્વાદ. ૬૫
નાચ છંદ ભવૈયા જોવા નહિ.
(એ) છલભેદે સદગોર ખોવા સહી. ૬૬
જમતાં ખાટું ના કહેવું ભાઇ,
વખાણવું પણ વખોડવું નાહિ. ૬૭
પ્રભાતે નાહીને બાહેર નિશરવું,
સંસાર કરે તે ન કરવું. ૬૮

તપતિર્થ ને કરવું સ્નાન,
નિર્મલ થઇને ધરવું ધ્યાન. ૬૯
આપણા પ્રાણીને દુઃખ ના દીજે,
દર દિવાને પ્રીત ન કીજે. ૭૦
હીંડતા ચાલતા ખાવું ન ખાશો,
ષટ દર્શન પૂજી પસ્તાશો. ૭૧
વેદશાસ્ત્ર કહે તેમ કરવું સહી,
ચતુરાઇ ચોખાઈમાં રેહવું ભઈ. ૭૨
ઝેર ખાઇ જપ્લાઇ ન મરવું,
આવાગવનમાં ફરી અવતરવું. ૭૩
જોર જુવાની વશ જો કરવી,
પરસ્ત્રી સાથે ગુંજ ન કરવી. ૭૪
આગને એઠુ (પાણી) ન છાંટવું જાણી,
લીલું ઝાડ ન ભાગવું પ્રાણી. ૭૫
પ્રભાતે ફુલ ચુંટચાનો છે બહુ દોષ,
પાણી પથ્થર પૂજે નહિ પામો મોક્ષ. ૭૬

અવાચક પ્રાણીની આસ ન કરવી,
ભોજન છાંડી બેસ ઉઠ ન કરવી. ૭૭
એઠુ પશુને ન ઘાલવું પ્રાણી,
એબ કેની ન ઉઘાડવી જાણી. ૭૮
ભાંજગડ કોઇની કરવી નહિ,
ગોરના વચન ન લોપવા સહી. ૭૯
શિખામણ પુછે તેને સારી દીજે,
લઇ તસ્બી હરીનું સ્મરણ કીજે. ૮૦
પીઓ અમીરસ તમને બ્રહ્માજી મલિયા,
રૂષિવર પાલો સોએ ક્રિયા. ૮૧
નવા ધર્મિને ધર્મ ઓરાવો જોઇ,
સો ક્રિયાની પેહરાવો જનોઇ. ૮૨
થયા બ્રાહ્મણ તમને બ્રહ્માજી મલિયા,
તેને આવાગમનનાં ફેરા ટલીયા. ૮૩
રૂષિવર શાંભલો બ્રહ્મ જ્ઞાન,
ગતમાં જઇ કરો ગંગા સ્નાન. ૮૪

આ બ્રહ્મ જ્ઞાન ગોર નરને ભાવે,
અડસઠ તિર્થ ગુરૂનાં ચરણે આવે. ૮૫
આજ પ્રતક્ષ ગોર નર ગતમાં બેઠા,
ભાગ્ય જેના સત્ગોર જ્ઞાને દીઠા. ૮૬
જ્ઞાન ધ્યાનમાં તમે જૂઓ વિચારી,
દુનિયા માંહે દેવ ગુપ્ત અવતારી. ૮૭
રૂષિવર તે જે રાખે જ્ઞાન.
નિર્મલ થઇને ધરવુ ધ્યાન. ૮૮
મુનિવર તે જે વારે મન,
કરે કશોટી કાયા રતન. ૮૯
ભણે ઈમામશાહ સુણો ગત સોહી,
ગતમાં બેસી ઇમાન રાખો સબ કોઇ. ૯૦
જે સત્ગોર આદ તપસી કેહલા એ,
સો ઇમામ હો જા બુદ્ધિપમાં આયે. ૯૧
ગોર નર જા બુદ્ધિપમાં આવ્યા સહી,
તમે આરાધો મુનિવર એક મના થઈ. ૯૨

ગોર નરે પૂર્યો જાંબુદ્વીપમાં વાસ,
તમે રાખો અમરાપુરની આશ. ૯૩
વાચા પાલો ને ઓચરો બ્રહ્મ જ્ઞાન,
તમે રહો રૂષિવર એકે ધ્યાન. ૯૪
જેણે રૂપે ગોર નર હોએ સહી,
તે રૂપે જાપ જપવો મુનિવર ભાઇ. ૯૫
તમે નીચા નમી નમી કરો પ્રણામ,
ગોર નરે જાંબુદ્વિપમાં કીધા મુકામ. ૯૬
જો પુરા પ્રેમશું ધર્મે ધાઓ,
તો રૂષિવર અમરાપુરમાં જાઓ. ૯૭
અમ્મર ભેદે અમરાપુરી લેશો,
તો રૂષિવર અમ્મર ઘઢમાં રેહશો. ૯૮
અમ્મર ફલનાં ભોજન કરશો,
અનંત કલફની આવરદા ભોગવશો. ૯૯
રૂષિવર એક મને ગોરની વાચા પાલો,
બોલ્યા ઇમામશાહ અમરાપુર માલો. ૧૦૦

સંપુરણ.



## વખત પડવાની દવા ( સંધ્યાનાં મંત્રો. )

ફર્માનજી બિસ્મિલ્લા હિર્રેહમાં નિર્રહીમ

સદ્ગોર પાત્ર બ્રહ્મા ઇંદ્રે ઇમામશાહ આદે વિ-
ષ્ણુ નિરંજન નરઅલી મહમ્મદશાહ, તમારી અ-
મ્મર દ્રષ્ટે કરી, કરમ મેહેર કરી, અમારા પાતક
દુર કરો. તોબા વખત + + + કબુલ કરો. યાશાહ

---

× × × આ ઠેકાણે ચાર વખત માંહેથી જે વ-
ખત હોય તેનું નામ લેવું. જેમકે સવારનો વખત
હોય તો ( તોબા વખત સવારનું કબુલ કરો ) કે-
હેવું. બપોરનું હોય તો સવારને ઠેકાણે બપોરનું
કેહેવું. સાંજનું ને મધ્ય રાતનું જે હોય તેનું નામ
ત્યાં બદલવું.

અલી મુર્તુજા. ૧ યાઇમામ હશન હુશયેન. ૨ યાઇ-
મામ ઝયનુલ આબેદીં. ૩ યાઇમામ મહમ્મદ બા-
કર. ૪ યાઇમામ જાફરે સાદીક. ૫ યાઇમામ ઇસ-
માઇલિશાહ. ૬ યાઇમામ નુરમહમ્મદશાહ. ૭ ઇયા-
મામ મુન્તે સરબિલ્લાહ. ૮ યાઇમામ શમ્સોદ્દિન.
૯ યાઈમામ ઈસ્લામશાહ. ૧૦ યાઇમામ નુરમહ-
મ્મદશાહ. ૧૧ યાઇમામ નરઅલી મહમ્મદશાહ.
૧૨ આખર જમાનાના શાહો. અમારી તોબા બં-
દગી કબુલ કરો. દિદાર દો, તોબો તોબો બંદો
ગુનેગાર, સાહેબ તો બક્ષણહાર, બંદો તોબા કરે,
સાહેબ કબુલ કરે. બક્ષો બક્ષણહાર સચ્ચો પીર
ફર્માન. હક્ક લાએલા હા ઇલ્લિલ્લા હો મહમ્મદુર-
સુલિલ્લાહે.

* ( આટલું ભણી રહ્યા પછી. શિજદો કરવો. પછી એક
માલા કલમાની. ને મધ્યરાતની વેળા હોય તો બે માલા કલ-
માની, ને એક માલા 'પીરશાહ' ની કરવી. પછી શિજદો કરી
બે હાથ જોડી માથું ભોંય ઉપરજ રેહેવા દઈ નીચે પ્રમાણે
ભણવું. ) *

સુભાનલ્લાહે, યાઅલ્લાહ. યાઅલી, યાઅલી, યાઅલી, હક્કલાએલાહા ઇલ્લિલ્લાહો મહમ્મદુર્-સુલિલ્લાહે.

( * એટલું કહી બેઠા થઇ મોંહા ઉપર હાથ ફેરવી, નીચેની દુઆ પઢવી. * )

ફર્માનજી, બિસ્મિલ્લાહહિર્રેમાં નિર્રહીમ

આદ નિરંજન નરઅલી મહમ્મદશાહ આદ વિષ્ણુ તમારી દુઆ. પ્રથમ તમે સ્વામી શ્રીમચ્છ, ૧ શ્રીકચ્છ, ૨ શ્રીવ્યારાહ, ૩ શ્રીનૃસિંહ, ૪ સ્વામી શ્રીવામન, ૫ શ્રીફરસુરામ, ૬ શ્રીરામ, ૭ શ્રીકૃષ્ણ, ૮ શ્રીબુદ્ધ, ૯ શ્રીસીસ, ૧૦ શ્રીનુહ, ૧૧ શ્રીઇબ્રાહીમ, ૧૨ શ્રીઇસ્માઇલ, ૧૩ શ્રીસુલેમાન, ૧૪ તેજઅલી, તેજ આજ નરઅલી મહમ્મદશાહ, અંતે શ્રીનિષ્કલંકી નારાયણ, ઇમામમેંહદી, તમારા રૂષિવરોની લાજ રાખી ગુનાહ બક્ષી કરમ મેહર

કરી, તમારા બંદા જાણી અરજ બંદગી કબુલ કરો, સુભાન, કરીમ, રહીમ, કિર્તાર, તુંહી દાતાર યાઅલી, યાઅલી, યાઅલી. નુરેનુર આયા સોહી. તેનુર અલી મહમ્મદશાહ લેજો જોઈ. તુહી નુરઅલી હમારી દુઆ કબુલ કર. સચ્ચો ફર્માન નુર સતગોર બ્રહ્મા પાત્ર ઈંદ્રે ઇમામશાહ. નિરંજન નરઅલી મહમ્મદશાહ, હમારી દુઆ કબુલ કરો. હક્ક લાએલાહા ઇલ્લિલ્લાહો, મહમ્મદુર્ં સુલ્લિાહે.

( * આટલું ભણ્યા પછી શિજદો કરી એક માલા ' પીરશાહ 'ની કરી શિજદો કરવો. )

સંપુરણ.



# ચારે વખતના નામ.



સવાર, બપોર, સાંજ. મધ્યરાત

## વખતનો સમય



સવારનો સમય સૂર્ય ઉગ્યાથી પેહેલા ને ભાખ ફૂટયા પછી, અજવાલું થાયે પરોઢનુ ત્યારથી. ૧

બપોરનો સમય. સૂર્ય માથા ઉપરથી ઢળ્યા પછી ( એટલે બે પોહોર પૂરા થઇ ગયા પછી) એટલે એક વાગ્યા પેહલા ને બાર પછી. ૨

સાંજનો સમય સૂર્ય પૂરેપૂરો આથમી જાયે તે પછી, ને ગાઢ અંધકાર થાએ તે પેહેલા. ૩

મધ્યરાતનો સમય. બે પોહોર રાતનાં ગયા પછી, ને રાતના એક વાગ્યા પેહેલા. ૪

ઉપર બતાવેલો સમય ઉત્તમ છે. પછી એક કલાનો. મધ્યમ, ને તે પછીનો કનીષ્ટ છે.

---



# ઋગ્રુવેદી ગાયત્રી લખી છે.

ૐ ૐ ૐ કારંગ, અનાદપુરૂષંગ, નારૂ-પો, નારેખો નિષ્કલંક, નાપાણુ ના પાદો, ભઓ અંગ, મંગલંગ વરતંતે, બ્રહ્મા, ૐ, બ્રહ્મા અનાદંગ, આદરૂપો, વેદો રેખામાત્ર, મહાતેજંગ, પરીબ્રહ્મ ચતુર મૂર્તિ, ઇશ્વર કર્તવંગ, વેદો પરીબ્રહ્મઃ, ઋગુ વેદો રક્ત વર્ણંગ, વર્ણાદિ વિષ્ણુ, બ્રહ્મવૌંશ પાત્ર, અતી પરીબ્રહ્મઃ, પરમેશ્વરંગ પ્રેમ પરમો પરીબ્રહ્મઃ પરજાલંતે પાતકો હુતાસનંગ મયોતેજ વૌશાદિ પાત્ર વેદો પરીબ્રહ્મઃ સંપુરણ.



## યજુરવેદી ગાયત્રી લખી છે

ૐ ૐ ૐ કારંગ વેદ વાયકે અક્ષર બ્રહ્મ વિભુતી પંચભુતાત ખટલહ્લા અંગ પરીવર્તંતે, પ્રજાલંતે પાતગો પરમેશ્વરંગ પરીબ્રહ્મ: રૂપરેખા વેદો ભઓ, જુગતંગ પરમેશ્વરંગ પરમ્ પ્રેમ પરમો પરીબ્રહ્મ: વૌંશાદિ પાત્ર ભઓ, જુગતંગ વેદો પરમેશ્વરંગ, પરીબ્રહ્મ:, સર્વોપરી બ્રહ્મ:, શબ્દો પરમેશ્વરંગ પરીબ્રહ્મ: યજુરવેદો જરદ વરણુંગ વર્ણાદિ વિષ્ણુ પરિબ્રહ્મ: સંપુરણ.





## સામવેદી ગાયત્રી લખી છે.

ૐ ૐ ૐ કારંગ કૃષ્ણાદિ વર્ણંગ, તદા-વેદો પરમેશ્વરો, ઉપજંતે ધરમો તદા અરધંગ પા-તકો પ્રજાલંતે, સર્વે વૈંશાદિ પાત્ર પુજાઅંગ, પરી-બ્રહ્મઃ, ખટલક્ષા અંગ, તર્તવંગઃ, મંગલેચા મહિ-માં અંગ, વરતંતે શબ્દો ચવેદો, પરીબ્રહ્મઃ ૐ શબ્દો પરીબ્રહ્મઃ ૐ ચક્ષુ પરીબ્રહ્મઃ ૐ અનાદ્યો, મહાવેદો અંગ, પરીવર્તંતે વિદ્યાઅંગ પરમેશ્વરંગ પરીબ્રહ્મઃ સંપુરણ.



## અથર્વવેદી ગાયત્રી લખી છે.

ૐ ૐ ૐ કારંગ, કલીઅંગ કર્તા વીસમ વિસ્વા પાપંગ વિસ્વા ધરમંગ. અનૂરૂધી પાતકંગ ધર્મોરેખા માત્રંગ, ધર્મેતી પરીબ્રહ્મ, અથર્વવેદ સ્વેત વર્ણંગ વર્ણાદિ વિષ્ણુ, તેજ વિષ્ણુ નારાણુંગ, બ્રહ્માઅંગ, બ્રહ્માવૈંશાદિ પાત્રંગ વર્ણાદિ ધરમંગ મલેચો ભઓ જુગતં, ઇચ્છાઅંગ વિષ્ણુ નારાયણ, અતી પરવક્ષામી, મહાજ્ઞાન ભેદો, જમ્બુ-દ્વિપે કલાઅંગ પવિત્રંગ વર્તમાનંગ મહાકલજુગે ઉપજં તે નારાયણુંઅ તેજો ભવેતાઅંગ કર્તા પ્રજા-

લંતે પાતકંગ,. અનાદ પુરૂષો, મઓ જીવનાંગ ભ-
વેતી આરજા અંગ, પરીબ્રહ્મઃ ખટલક્ષા અંગ મં-
ગલે ચા સતાણી સત્ અતી પાત્રાદિ પ્રમેશ્વરંગ પ-
રીબ્રહ્મઃ, આદ પુરૂષંગ વેલા અંગ, ભવેતી કર્મેતી
પરીબ્રહ્મઃ અસ્થળે સેવા અંગ. નમઃ સર્વેતી પરી-
બ્રહ્મઃ પરમેશ્વરંગ પરીબ્રહ્મઃ

સંપુરણ.





# અલીની અરજી લખી છે.

બિસ્મિલ્લા હિર્રેહમાં નિર્રહીમ.

ચારશાહઅલી ૧, શેરઅલી ૨, શાહદાનઅલી ૩, મરદાનઅલી ૪, પંજાઅલી ૫, આખરઅલી ૬, અવ્વલઅલી ૭, આગેઅલી ૮, આધારેઅલી ૯, ઓધારેઅલી ૧૦, અનાયાસે આવેઅલી ૧૧, આચારેઅલી ૧૨, ઓછી નજરે ભાગેઅલી ૧૩, અરજેઅલી ૧૪, આભારેઅલી ૧૫, અજીમઅલી ૧૬, અજરટલેત્યાં આવેઅલી ૧૭, અઢારે અલીકાવાસ ૧૮, અઢારે વર્ણમાં વાપકઅલી ૧૯, કોઇના જાણેઅલી

શ્રીગલી ૨૦, આણુ ચલે ત્યાં આવેઅલી ૨૧, આત-
નઅલી ૨૨, અર્થેઅલી ૨૩, આપેઅલી ૨૪, સાફી-
અલી ૨૫, અક્ષરેઅલી ૨૬, અમ્મરઅલી ૨૭, અહા-
રેઅલી ૨૮, હાલેઅલી ૨૯, આવેઅલી ૩૦, અહે-
શાને આવેઅલી ૩૧, હયાએઅલી ૩૨, અસીવેઅલી
૩૩, વસીલેથી જાએઅલી ૩૪, ઉમ્મેદેઅલી ૩૫, ઉ-
જમેઅલી ૩૬, કેવળજ્ઞાન કથેસાઅલી ૩૭, ખેવટ-
અલી ૩૮, ખબરદારઅલી ૩૯, ખભા ઠોકીને તારે
અલી ૪૦, ક્ષમા કરે ત્યાં આવે અલી ૪૧, બડાઇથી
નાશે અલી ૪૨, એક તો મેં અલી ૪૩, પરવસે અ-
લી ૪૪, ક્રિયાએ અલી ૪૫, કસ્ટીએ અલી ૪૬, હ-
સણીએથી ખશે અલી ૪૭, યતીમકે પાસ આવે
અલી ૪૮, અર્થ લોભકુ ધાએ અલી ૪૯, તહાં નહિ
આવે અલી ૫૦, આકારે અલી ૫૧, અલીકા જ્ઞાન
બિચારો ૫૨, આખર અલી ૫૩, અલીકા ભેદ ભ-
માવે ૫૪, આગે અલી ૫૫, અલીકી અરજી માહે

રેહવે એ ઘર અલી ૫૬, અલીકા આશાન બુઝે ૫૭, તો સબ કુચ્છ સૂઝે ૫૮, બુઝ પડે તો સબકુચ્છ પાવે ૫૯, દુઃખ દાલીદ્ર ભાગકર જાવે ૬૦, અમ્મર જૂઠ નીકાલ કર દેવે ૬૧, સાચકર બંદગી કીજીએ ૬૨, તો અમ્મર સુખડા પ્રેમે લીજીએ ૬૩, સુખડા હોવે સબ દુઃખ ખજાવે ૬૪, જો બુઝે આશાનકી રાહ ૬૫, તો પાવે અમ્મર અલીશાહ ૬૬, પેહેલી કીલી હિકમતની કીજીએ ૬૭, એ અલી અમ્મર ઘરમાં રહી જે ૬૮, દુજી કીલી દાવા દૂર ૬૯, અમ્મર અલીકા વર્ષે નુર ૭૦, ત્રીજી કીલી તન પાક સાકી ૭૧, જો અલી પાસે રેહમત્ માગી ૭૨, ચોથી કીલી એકે ચંતે ૭૩, પાંચમી કીલી પાંચે વાતો ૭૪, આશા રાખીને કીજે વિનતી ૭૫, છઠ્ઠીના કોલ કરારતે પાલો ૭૬, સાતમી કીલી દર્શન ધ્યાન ૭૭, જો અમ્મર અલીકા બિચારો જ્ઞાન ૭૮, જોઇએ આશાન એક ઇમાન ૭૯, આશાન અમ્મર કીજે વસ ૮૦, જો આ-

શા રાખે તો પાસે છું ૮૧, દુઃખ જાવે દારિદ્ર જાવે ૮૨, ભૂતકા ભિતર ભાનુ ૮૩, શ્યતાનકા શિર ઉડાઉ ૮૪, મેલીકુંમલ મુત્રમે ડાલુ ૮૫, ચોકીકી ચોકી મેં જાણું ૮૬, ટુણા કરે ઉસે ઉભા બાલું ૮૭, બલ્તા રેહેવે ૮૮, અમ્મર બલ્તા ૮૯, અમ્મર જલ્તા ૯૦, અમ્મર દોજખ ૯૧, અમ્મર ભોમ ૯૨, ભેરવકે આગે ભીંત ઉઠાઉ ૯૩, શીકોતરીકુ સાંકલ પીનાઉ ૯૪, કુલબતા જલ ભસમ હોવે ૯૫, સબકી અરજી ૯૬, અલીકી આણ ૯૭, સંભારો અરજી સબ દુઃખ ભાજું ૯૮, સંભારો અરજી ન હોવે જાન ૯૯, અરજી ઉપર લાવો ધ્યાન ૧૦૦, જીવતાં અન્તરિયા ધ્યાન ૧૦૧, સંભારો અરજી અલી એક ઇમાન ૧૦૨, ઇમાનસે આવે ૧૦૩, અલીકા ભેદ પાવે ૧૦૪, એક બાર બાંચે તો ઇમાન રાખે ૧૦૫, દો બાર બાંચે તો કુલ દુઃખ ભાંજે ૧૦૬, તીન બાર બાંચે તો કુલ બલા જાએ ૧૦૭, નિર્મલ હૃદય કરો તો અમ્મર થા-

એ ૧૦૮, અરજી અમારી ૧૦૯, કસ્ટી તમારી ૧૧૦, રાખો જારી ૧૧૧, તો આવે અલી મોરારી ૧૧૨, તો અમ્રાપુરી સારી ૧૧૩, ઉઘડી બારી ૧૧૪, દવા દૂર કરારી ૧૧૫, ઇકોતેરસો પરીયા તારીયા ૧૧૬, માયા મોહને મારીયા ૧૧૭, પંચભુતને વારીયા ૧૧૮, કરજો અલીની યારી ૧૯૧, કરજો અલીની ઉવારી ૧૨૦, અલીવલી અલ્લા સાચા ૧૨૧, એક ખુદા તું ૧૨૨,

સંપુરણ.

---



## ધંધુકારી નુરનામુ લખ્યું છે.

ફર્માનજી બિસ્મિલ્લા હિર્રેહમાં નિર્રહીમ

પરથમ આદ નિરંજન ધંધુકાર આપસમાં હુ-
તા એકજ સત્તાર. આપસમાંથી નુર નિપાયા વો-
બી ખાસા દાસ કેહલાયા. ૨ ઉસથી સારી સેષ્ટ
નિપાઇ, દેખો તમે ખાલિકકી બડાઇ. ૩ 'હો' કે-
હતે મેં સબ હો ગયા, 'નાં હો' કહેતે મેં કુચ્છ
ના રહ્યા. ૪ અનંત અપારી આદમ હોએ, સબથી
નુર પ્રગટ જોએ, ૫ જીસ્કા દીન અમ્મર ઘડિયા.
જાન બુજકર ગફલત પડિયા. ૬ બંદગી કારણ સર-
જયો સંસાર જાન બુઝકર ભૂલ્યા ગમાર. ૭ ઉસ

નુરબાજ દુજા નુર બખાનો, સો નરકે પડે તમે પીછાણો. ૮ નુરે નુર ચલા સબ આવે. જે કછુ ઢુંઢે શાહ જો પાવે. ૯ દિવે દિવા રોશન હોએ, સો જાણે જવરલા કોએ. ૧૦ દીવામાં જે દીવો સાર, સો દિવો તો નિરાકાર. ૧૧ ઉસનુર થકી અલી મુર્તુજા રોશન હોએ, એ નુરે નરઅલી મહમ્મદશાહ જોએ. ૧૨ દીને મુરતફા મુર્તુજા અલીથી પીર ઇમામ, જીન્કુ જાણે ખલક તમામ. ૧૩ તૈયબ કલમાં કહે તે ઇમામ, સો પાવે દીનમાં ઠામ. ૧૪ દીન્માં ઢુંઢે ચલે જાવે, નુરકુ પીછાણે તો શાહ પાવે. ૧૫ દુનિયા દૂર તબ નુરકો પાવે, ફનિ યાસે તો મન્ખો ગુમાવે. ૧૬ ચલે સો તો ભિસ્તમે જાવે, જો નુર નામા ઉપર કાન લગાવે. ૧૭ નુરનામેમેં એસા ભાંખા જો કુચ્છ થાસો ખોલ કર દાખા. ૧૮ નુર મહમ્મદકા કરો બખાના પેદાશ ઉસ્કી દેખ પીછાના. ૧૯ ખાલિક આંખો એક સુભાના, નુરનામા

પઢે પીર ઇમામા. ૨૦ તે પીરકુ પાવે ભિસ્તમેં જાવે જો ગોર નરકું એક કરી ધાવે. ૨૧ અલી મહ-મ્મદશાહ એકસુભાન, નબી સાહેબ જાણો પીર ઇમામ. ૨૨ નુરનામેમેં એસા સુનાયા, મુનિવરકું નુર ખોલ દિખાયા. ૨૩ નુરનામા પડે સુણે એક ઇ-માન, સો પાવે જન્નતમાં ઠામ. ૨૪ આંખો ખલક નુર સુભાના. નુરી તખત નિરંજન ઠામ. ૨૫ આદે વિષ્ણુ નારાયણુ સો નર મહમ્મદશાહ નામ, સદ-ગોર બ્રહ્મા તે પીર ઇમામ. ૨૬ આખર અસ્થલ બાંધ્યો જેહ, જાંબુદ્વિપ કુંવારકા ક્ષેત્ર તેહ. ૨૭ નુર-નામા પડે પીર ઇમામ, લો મુનિવર ખુદાકા નામ હક્ક લાએલાહા ઇલ્લિલ્લાહો, મહમ્મદુર્રસુલિલ્લાહા. ૨૮

સંપુરણ.

---



# દુઆ મોહોર નબુવત્‌ની લખી છે.

ફર્માનજી, બિસ્મિલ્લાહ્‌હિર્રેમાં નિર્રેહીમ

મોહોર નબુવત્‌ નબી સાહેબનું નુર છે, નુરવે નુર ઇમામ જાદે સાહેબ ઇમામ હશન. ઇમામ હુશયેન, સલ્લાલ્લાહો અલયેહે વસ્સલ્લમ મોહોર નબુવત માંહેથી પેદા કર્યા છે. નંબુવત્‌નું નુર ફાતમાંહ ઝેહરાં, ઇમામ ઝયનુલ આબેદાન, નુર નબુવત્‌કે પેગમ્બર, સવાલાખકે, નબુવત્‌ સૈયદ ઇમામ નુર નિષ્કલંકી નારાયણ નિરંજનંગ ઉત્તમમ્‌, નિષ્કલંક સપ્ત ભરમાંડ લોહકલમ, સ્વામી ઉનાદ

અવિગત્ નુરે સરજંતે સપ્ત પાતાલંગ. મોહોર નબુવત્ શ્રી મચ્છા જનાર્દનંગ. મોહોર નબુવત્ શ્રી કોરંભ જનાર્દનંગ, મોહોર નબુવત્ શ્રી બ્યારાહ જનાર્દનંગ, મોહોર નબુવત્ શ્રી નૃસિંહ જનાર્દનંગ, મોહોર નબુવત્ શ્રી વામન જનાર્દનંગ, મોહોર નબુવત્ શ્રી ફરસરામ જનાર્દનંગ, મોહોર નબુવત્ શ્રી રામ જનાર્દનંગ મોહોર નબુવત્ શ્રી કૃષ્ણ જનાર્દનંગ. મોહોર નબુવત્ શ્રી બુદ્ધ જનાર્દનંગ. મોહોર નબુવત્ શ્રી નિષ્કલંકી જનાર્દનંગ. શાહ મુર્તુજાઅલી આજ નિષ્કલંકી વિષ્ણુવા, થરો અથરો વિષ્ણુ ડાલો બ્રહ્મ, શ્રી સામ ધરમંગ જનાર્દનંગ કેવલાસી શ્રી નુર સદ્ગોર હર ગોવિંદ, શ્રી ઇસ્માઇલશાહ નરગોાવંદ નિષ્કલંકી નુર નબુવત્ ધર્મ માર્ગ સપાત્રંગ શંખ ચક્ર ગદા પદ્મ સારંગધર. ધર્મ આત્મંગ, ઈમામ હશન, ઈમામ હુશેન, ઈમામ જેનું આબે દીન. ઈમામ મહમ્મદ

બાકર ઈમામ જાફર જાફરો સાદિક. ઈમામ ઇસ્મા-ઈલ. ઈમામ નુર સદગોર ઈમામ ઇસ્માઇલ સાની. સૈયદ નુર મહમ્મદશાહ. સૈયદ પીર ઈમામશાહ, હક્કલાએલા હા ઇલ્લિલ્લાહો, મહમ્મદુર્રસુલિલ્લાહે.

સંપુરણ.





## મોહોર નબુવતનું ધરમ લખ્યું છે.

સવારના પોહોરમાં મોહોર નબુવત્ જૂએ તો, ઈમામ ઝયનુલ્ આબે દીનનું મોંહ જોયાનું ફલ્ થાએ. દિન પોહોર ચડતાં મોહોર નબુવત્ જૂવે તો, માતા ફાતમાહૂના દર્શન કર્યાનું ફલ્ થાએ. બપોરે મોહોર નબુતના દર્શન કરે તો નબી સાહેબની મજલિસમાં બેઠાનું ફલ્ થાએ, પાછલો દિન ઘડી ચાર હોએ ત્યારે મોહોર નબુવતના દર્શન કરે તથા જૂએ તો ઇમામ હશન હુશયેનની દસ પોસી લીધાનું ફલ્ થાએ. સાંઝને વખતે મોહોર નબુવત્ જુએ તો, શાહેમર્દાં મુર્તુજાઅલીની દશ પોસી લીધાનું

ફલ થાએ. રાત પોહોર જતાં મોહોર નબુવત જુએ તથા વાંચે તથા સાંભલે તો, તેને નબી સાહેબનું મોંહ જોયાનું ફલ થાએ, તથા પાંચ તન પાકનું ચરણ ધોઇ પીધાનું ફલ થાએ. જો માણસ મરતાં મરતાં મોહોર નબુવતનાં દર્શન કરે તો, તથા વાંચીને કાને સવાલ પડે તો, તેનું રૂહ કબ્જ કરતાં સોહેલુ થાએ, તથા સાહેબ દિદાર આપે; તે જીવને ભિસ્ત નસીબ કરે.

સંપુરણ.

---

પરમાત્માને પામવાનું આ પ્રથમ પગલું લસણ,
ડુંગળી, હીંગ, તમાકુ, અફીણ, ગાંજો, ભાંગ,
દારૂ, માંસ વગેરેનો ત્યાગ તે છે.



પરમાત્માને પામવાનું આ પ્રથમ પગલું લક્ષણ.
ડુંગળી, હીંગ, તમાકુ, અફીણ, ગાંજો, ભાંગ,
દારૂ, માંસ વગેરેનો ત્યાગ તે છે.





## મોહોર નબુવતનું ફળ લખ્યું છે.

એવા છો વખત દન મધ્યે મોહોર નબુવતના દર્શન હરરોજ કરીએ. એમ કર્તાં જોઇ ના શકિએ તો, એક દાડામાં એક વાર જોઇએ. એમ કર્તા જોઇ ના શકિએ તો, દિન આઠ માંહે એક વાર જોઇએ. એમ કર્તા જોઈ ના શકિએ તો, એક મહીના માંહે એક વાર જોઇએ. એમ કરતા જોઈ ના શકિએ તો, વરસ એક માંહે એક વાર જોઇએ. એમ કર્તા જોઇ ના શકિએ તો, ઉમ્મર સર્વે માંહે એક વાર જોઇએ, તો તેને સાહેબ ભિસ્ત નસીબ કરે.

જે કામ કરવું હોય તો મોહોર નબુવત વાંચીને કરે તો તે કામ ફત્તેહ થાએ, બોલબાલા થાએ. મોહોર નબુવત જોયાનું સર્વેને ધર્મ છે. કથંતે પીર સુદર દીન, પીર કબીર દીન, સદ્‌ગોર પાત્ર બ્રહ્મા ઇન્દ્રે ઇમામશાહ નરઅલી મહમ્મદશાહ. હક્કલાએલા હા ઇલ્લિલ્લા હો મહમ્મદુર્ં સુ ল્લિલ્લાહે.

સંપુરણ.